# ANJIT BULLETIN


... No. 22.
AUG. 1935.

Bombay : 6 Pies.
Moffusil: 9 Pies.





E. BILLIMORIA in "NOOR-E-VATAN"

GOHAR as VINAKUMARI
and
BHANUMATI as SONI in
"DESH DASI"



***Running for 4th Week at WEST END TALKIES***

The CROWNING ACHIEVEMENT

Tamil
Talkie Production

# Bhakta Ramadoss

FEATURING:

**The Wellknown**
**MADURA DEVI BALA VINOTHA SANKETHA SABHA of NAWAB T. S. RAJAMANICKAM and Comedian SARANGAPANI.**

The Stage Play that has unsurpassed Record runs at Madras and other places and appreciated by Mahatma Gandhi, Ex-Governor of Madras, Sir R. K. Shanmugam Chetty, K. C. I. E., Ex-President of M. L. A. Divan of Cochin. Now made into the greatest of Tamil Pictures so far produced.

ACTUAL SCENES TAKEN AT BADRACHELLAM

GRIPPING DRAMATIC SITUATIONS

—:o:—

PLEASING PHOTOGRAPHY & FLAWLESS RECORDING

**COMIC PUNCHES PRODUCING**
**—CONVULSIVE LAUGHTER—**



**PRODUCED BY**

## PARMESWAR SOUND PICTURES

**COIMBATORE**

**at**
**RANJIT STUDIO—**
**offer invited for Sale Rights for Burma and F. M. S.**

Enquiries Pouring in write now to secure for RELEASE in your THEATRE.

SHREE
RANJIT BULLETIN

પુસ્તક ૧. ] તા. ૧૭-૮-૧૯૩૫ [ અંક ૨૨

# નવા સ્વાંગ

રણજીત બુલેટીનનું પ્રકાશન શરૂ થયે લગભગ એક વર્ષ થવા આવ્યું-એટલા ટુંકા ગાળામાં આ પ્રકાશને કરેલી પ્રગતિ જેટલી ઝડપી છે એટલીજ આવકારદાયક છે. આવકારદાયક એટલા માટે કે એ પ્રગતિ ઉપરથી સીનેમા ઉદ્યોગ તરફ વધતી જતી લોક રૂચિની એ સચોટ સાબીતી આપે છે એટલું જ નહીં પણ રણજીતનું લોકહૃદયમાં કેટલું સ્થાન છે એનો પણ એ અચ્છો ખ્યાલ આપે છે-આ પખવાડીકને વધારે આકર્ષક બનાવવું એ જેટલી અમારી ફરજ છે એટલીજ એ પ્રકાશનના માર્ગમાં રહેલી મર્યાદાઓને સમજી લેવાની જરૂરત છે. આ પખવાડિકને વર્તમાન પત્ર નથી કહી શકાતું, અન્ય સામાયિક સાપ્તાહિકો અને પખવાડિકોની હરોળમાં પણ એને નથી મૂકી શકાતું એટલે એમાં ચર્ચવા માટે વિષયોની પસંદગીને મર્યાદા છે, એમાં આવતી ચર્ચાઓને ધ્યાન છે-રણજીતના ચિત્રપટો અને રણજીતના મૂખ્ય કલાધરો તરફ વળેલી લોકરૂચિ અને જીજ્ઞાસાને સાર્થક થવું એજ આ પ્રકાશનનો મૂખ્ય આશય છે અને રહેશે એ નિર્વિવાદ વાત છે. છતાં એને વધુ લોકપ્રિય બનાવવા માટે હજુ અનેક દિશાઓ ઢૂંઢી શકાય એમ છે. આ વાત ધ્યાનમાં લઇ **રણજીત બુલેટીન**ને બીજા વર્ષનાં નવા સ્વાંગ સજાવવાનો નિર્ણય કરતાં અમને આનંદ થાય છે.

આજે ગુજરાતના તમામ મૂખ્ય મથકોમાં રણજીત બુલેટીન ખૂબ સારી સંખ્યામાં વેચાય છે. વેચાણની દિનપ્રતિદિન વધતી જતી ગતિ અમને બુલેટીનમાં વધારે લેખો અને વાંચન વધારવાની પ્રેરણા કરે છે પણ એમ કરવા જતાં વિશેષ ખર્ચ થવા સંભવ છે અને એને માટે ભારે વ્યવસ્થિત પ્રયત્નની પણ જરૂરત છે. આ બધા મુદ્દાઓનો વિચાર કરતાં અમે નિર્ણય કર્યો

છે કે આવતા સપ્ટેમ્બર માસથી રણજીત બુલેટીનની કિંમત એક આનો રાખવી. અમે અમા[રા]
વાંચનારાઓને ખાત્રી આપીએ છીએ કે એ કિંમતના કરતાં ઘણું વધારે અમે રણજીત બુલેટીનદ્વા[રા]
આપશું - એ પ્રકાશન પાછળ નફાનો હેતુ નથી ઉલટું એને આકર્ષક બનાવવા સારી એવી રક[મ]
દર મહીને મૂકવાનીજ રહે છે. પણ એ ખોટ ખમીને એનો પૂરો બદલો અમને મળી રહે [એ]
હેતુથીજ આ પખવાડીકને વધુ આકર્ષક અને વધુ કદવાળું બનાવવાનું નક્કી કર્યું છે. અમ[ને]
આશા છે કે અમારા કદરદાન ગ્રાહકો અમારા આ નવા પગલાંને પણ પ્રથમના જેટલા જ ઉત્સાહ[થી]
વધાવી લેશે.

---

# ઇનામ

નીચેના પાત્રોને લક્ષ્યમાં રાખી ગુજરાતી ભાષામાં એક સૌથી સચોટ એકાંકી નાટક (વધારેમાં વધારે આઠ ફૂલ્સકેપમાં લખેલું) રણજીત બુલેટીનના અધિપતિના સરનામે ૩૦ મી સપ્ટેમ્બર સુધીમાં મોકલનારને રૂપીઆ પંદરનું ઇનામ આપવામાં આવશે. અધિપતિનો નિર્ણય આખરી ગણાશે.

**ખાસ નોંધઃ—**લેખકે નાટક મોકલતી વખતે રણજીત બુલેટીનમાંથી આ કુપન સાથે કાપીને મોકલવાનું છે. કુપન વિનાના લેખો સ્વીકારવામાં નહીં આવે. કવર પર 'ઇનામી એકાંકી નાટક' લખેલું હોવું જોઇએ.

**અદી બીલીમોરીયા** ... ... ... ... ખલ નાયક (વિલન)

**ઇશ્વરલાલ** ... ... ... ... ... નાયક

**રાજા સેન્ડો** ... ... ... ... ... કોમેડીયન

**દિક્ષિત**
**ઘોરી**
**ચાર્લી** } વિલન ના મદદગાર

આ નાટકમાં એક પણ **સ્ત્રી** પાત્ર ન હોવું જોઇએ—

# સ્ટુડીઓ સમાચાર

## નિરાશ ન થતા

એક ભાઇ રણજીત બુલેટીનનો છેલ્લો અંક વાંચીને છેડાઇ પડ્યા છે "ચંદ્ર છુપે નહીં બાદલ છાયો" એ લેખ વાંચ્યા પછી એમના મનમાં અનેક તર્કવિર્તક થઇ પડ્યા છે. એ ગ્રહસ્થે અમને તાકીદથી ખુલાસો કરવાની ધમકી સાથે એક પત્ર લખ્યો છે. એમાં એ ભાઇ પોતાના હૃદયના ઉદ્દગારો વ્યકત કરે છે....."નૂરે વતન"નાં ચિત્રપટમાં મધુરી મુખચંદ્ર છુપાવીને જ પરદા પર આવતી હોય તો મને કહેવા દો મી. એડીટર કે તમારા આ સમાચારે હિંદના લાખો તમાશબીનોના હૃદયને આઘાત પહોંચાડયો છે. શું નૂરે વતનમાં મધુરી એનો સુંદર ચ્હેરો, ખિલખિલાટ કરતું હાસ્ય અને મોહક અભિનય બતાવશે જ નહીં ? મારો પત્ર નૂરે વતનના લેખક અને ડાયરેકટરને વંચાવી, આપ એવા સીનો ઉમેરજો કે જેથી અમને મધુરીના સુંદર મુખારવિંદ સાથે એના ચપલ લોલવિલોલ નેત્રોના નૂર જોવા મળે... ...આ પત્ર વાંચ્યા પછી અમને પણ હસવું આવ્યું. એ ભાઇને અમે ખાત્રી આપીએ છીએ કે નૂરે વતનમાં મીસ મધુરીનું મુખાર-વિંદ જોવાનો લાખો તમાશબીનોનો શોખ જરૂર પુરો થશે. ઉપરાંત આ ચિત્રપટમાં કેટલાક ગંભીર પ્રસંગો છે જેમાં મીસ મધુરી એક કાબેલ અભિનેત્રીનું કામ પણ સફળતા-પુર્વક પેશ કરે છે. મીસ મધુરીએ મ્હોં ઢાંકયું છે એ તો વાર્તાના પ્રવાહમાં એક નવીનતા ઉમેરવા માટે. અમારી ખાત્રી છે કે **મધુરી ફેન** આ ચિત્રપટ જોઇને તારીફના થોકબંધ પત્રો લખ્યા કરશે. જરા રાહ જુઓ નૂરેવતન ઝપાટા-બંધ તૈયાર થઇ રહ્યું છે.

## કીંમતી આંસુ

દેશ દાસીની આવી ઉજ્જવલ અને ગર્વ લેવા લાયક ફત્તેહ પછી મી. ચંદુલાલ શાહ એક નવી જાતના વિષય વિચારવામાં મશગુલ થઇ ગયા. મેડ પ્રીન્સેસને હમણાં કલ્પનાના પાંજરાખાનામાં જ રહેવા દઇ કોઇ સામાજીક ચિત્રપટની વસ્તુ વિચારવી એવો નિર્ણય થતાં મી. શાહનું લક્ષ્ય તો આંસુઓ ઉપર જ ગયું. કોણ જાણે કેમ પણ મી. શાહ અને આંસુ એ બે અનિવાર્ય રીતે એકમેકથી અલગ પડી શકતાં નથી. પણ આ વખતે એણે નવી પ્રતિજ્ઞા કરી છે કે ગોહરને એક પણ આંસુ પડાવ્યા વિના પ્રેક્ષકો પાસેથી આંસુઓ–કીંમતી આંસુઓ–પડાવીશ–આ વસ્તુની રચના પાછળ એમનું ભેજું અને કલમ કલ્પનાના વિહાર કરી રહેલ છે અને નવાંનવાં કરૂણરસપ્રધાન દૃશ્યો ઝડપી લેવા એમની નિરીક્ષણ દૃષ્ટિ ચોમેર વિજળીની ત્વરાથી કામ કરી રહેલ છે.

મીસ ગોહરની ભૂમિકા આ ચિત્રપટમાં એક લેખિકા તરીકે રજુ થાય છે. અને ચર્ચા દરમ્યાન એ પાત્રાલેખન ઉપર દૃષ્ટિ કરતાં એમ લાગે છે કે બેરીસ્ટરની બૈરી જેવી જ બીજી અસાધારણ લાગણી પ્રધાન વસ્તુઃ કીંમતી આંસુ પ્રેક્ષકો સમક્ષ પેશ કરશે.

# કાલા ચોર

કોઇ પૈસા ચોરે છે-કોઇ માલમત્તા લૂંટે છે-તો કોઇ ખૂન કરે છે. પણ કાલા ચોર દિલ ચોરે છે. રાજકુમારીના હૃદયને સાથે લઇને એ જંગલે જંગલે ભટકે છે. તલવાર વીંઝતો-ભાલાઓ ભોંકી દેતો-પ્રજાને પીડનારા શયતાનોની પૂરી ખબર લેતો "રણજીત"નો " કાલા ચોર " સીનેમાં સ્ક્રીન પર એક નવીન જાતની વાર્તા ઉપરાંત જોરદાર પરાક્રમોની પરંપરા રજુ કરશે.

રાજા સેન્ડો અને બંગાલનું બુલબુલ મીસ પદ્માદેવી આ ચિત્રપટમાં ગજબનાક દ્રશ્યો રે કરે છે અને પ્રેમ, ઇર્ષા, ગેરસમજુતી અ વૈરના કપરા પ્રસંગો કાબેલીવતથી કેમેરા ઝડપી લેતા ડાયરેક્ટર રાજા સેન્ડો આ ચિત્ર માટે ખૂબ જહેમત ઉઠાવી રહેલ છે.

ઘોરી દિક્ષિત અને ચાર્લી ઉપરાંત આ ચિત્રપટમાં કેસરીને પણ ઠીકઠીક ભૂમિ મળેલ છે. આ ચિત્રપટ ઝપાટાબંધ પૂરૂ કર મી. સેન્ડો ભેજું કસી રહ્યા છે.

# દેશ દાસી

વેસ્ટ એન્ડમાં ચોથા અઠવાડીયામાં પ્રવેશ કરતું રણજીતનું આ ચેલેંજ ચિત્રપટ આવક અને ઓડીયન્સની કદરદાની દષ્ટિબિંદુથી પ્રથમ રહ્યું છે. દેશદાસી બાબત થોકબંધ પત્રો રણજીત પર આવે છે-મીસ ગોહર પર તો ભાત ભાતના પત્રો લોકો લખી રહ્યા છે. એ બધાં ઉપર દષ્ટિ ફેરવતાં એક વાત સ્પષ્ટ દેખાઇ આવે છે કે વસ્તુની નવીનતાએ લોકમાનસ ઉપર જાદુ જમાવ્યું છે. એકસરખી તારીફના આવા પત્રો ભાગ્યે જ બીજાં ચિત્રપટો સ થાય ત્યારે નજરે પડે છે. દેશ ભક્તો તેમ સામાન્ય જનસમુહની આટલી બધી સુ પકડી લેનાર ચિત્રપટ રજુ કરવા માટે રણ જરૂર ગર્વ લઇ શકે છે. પણ એ ઉપ હરિફાઇનો દાવો કરતાં ચિત્રપટોની રેસમાં સૌથી આગળ નીકળી ગયું છે એ તો જ સ્મરણમાં રાખવા લાયક પ્રસંગ રહેલ છે.

---




## Don't be Disheartened.

A reader has written a very strong letter to us. He refers to the article " All over a Mask " that appeared in the last issue of the " Bulletin ". He writes in most empathetic words, to the effect that if Madhuri wears a Mask throughout the picture in " Noor-e-Watan " then that is a sad news, Mr. Editor. This news will create not a little of furore in amongst the picturegoers throughout the length and breadth of India. Will not Madhuri show her alluring face, the winning smile playing on her lips and defty expressions on her face—are all these things to be denied to the picturegoer ? He asks that his letter be shown to the Author and Director of " Noor-e-Watan ". He goes further and asks fervently to retain all the scenes wherein Madhuri's charming face and wistful eyes have full play.

We had a hearty laugh over the letter. We want to assure this reader that the fans will have the desire of seeing Madhuri's face satisfied. Moreover the story abounds in situations wherein Madhuri's histrionic abilities will be thoroughly displayed. We are sure that Madhuri fans will shower letters of praises after seeing her in "Noor-e-Watan" —which is fastly getting along.

# Kimti Ansu.

After the brilliant and enviable success of " Desh Dasi " Mr. Chandulal Shah has taken up another subject of a different type. He laid aside " Mad Princess " and thought of a new subject. While thinking his thoughts rested on " Tears ". Somehow none knows why—Mr. Shah cannot separate himself from ' Tears '. But this time he has thought of altogether a different scheme. He has decided not to make Gohar cry in picture—but make the spectators in the auditorium cry. Right now he is concentrating all his energies on the Social subject and all sorts of pathetic situations are flying before his mental vision.

Gohar plays the role of an Authoress in this picture. From the talks we gather that this character will be as virile and as different as that of the " Barrister's Wife ".

## Black Bandit.

Some rob money—some property—some commit murders. But the Black Bandit steals heart—he wanders in the Jungles, taking along with him the heart of the Princess–flourishing his sword–throwing spears–taking to task the oppressers—such is this "Black Bandit" of Ranjit. It will set a new tradition of twist is in stories and of new Exploits and stunts.

Raja Sandow and Padma Devi—The Bulbul of Bengal—play corkingly strong roles in this picture. Love, jealousy, misunderstanding and Vengeance all play their parts in a telling manner in this picture. Raja Sandow is sparing no pains to make this picture a successful one.

GHORY, DIXIT, and CHARLIE appear in this—but KESARI has also an important role in this picture.

## Desh Dasi

Desh Dasi is entering in the fourth week's run at the West End. This Challenge Picture of Ranjit has created a new record as far as drawing power, Income and Audience is concerned. MISS GOHAR is regularly inundated by the flow of letters that she is receiving. The novelty of the story has touched the minds of the picturegoers. Her fan mail discloses this–and this time GOHAR'S fan mail has increased manifold. Ranjit takes pride for having produced a picture that is drawing unstinted praise from patriots and commoners.



"Desh Dasi" has won in the race for competition. It has outrun in the race, throwing into background the other pictures. This is a fact worth noting.

---

## NOTICE.

No stories, Synopsis of Stories etc., should be sent to us unasked for. The Company is not responsible for the return of stories etc., sent to us without our consent.

SHREE RANJIT MOVITONE Co.

PADMADEVI points out to you
The "BLACK BANDIT",
See her in that Picture with
RAJA SANDOW




"કાળા ચોર"માં **પદ્માદેવી** (રણજીત)



RAJA SANDOW
in
BLACK BANDIT
HIS OWN PRODUCTION



E BILLIMORIA in
"NOOR-E-VATAN"

A JAYANT DESAI PRODUCTION



A Scene from "NOOR-E-VATAN"

FEATURING :—MADHURI, E. BILLIMORIA, KEKI BAWA
ISHWERLAL, CHARLIE, DIXIT, Etc.

# IN LIGHTER VEIN

—Mr. JAYANT DESAI has lost 5 lbs. of weight in racking his brains for the next subject after "Noor-e-Vatan".

Mr. RAJA SANDOW is searching for some "Sharif Badmash" for his next one after "Black Bandit". He wants to get clear off the Bandits.

—Miss GOHAR will run after the "Mad Princess" as soon as she has done with "Priceless Tears" (Kimti Ansu). In 1936 will she set the audiences roaring while playing "Tigress"

—Lots of words are exchanged about whether MADHURI looks attractive in male or female dress. All this talk will be set at rest when she appears in "Noor-e-Vatan". A little more of patience is requested.

—E BILLIMORIA has sworn not to appear in any dual role picture. What with changing the costumes every half an hour and what with standing before the cameras continuously for two days has affected his health adversely, you see.

—Mr. GHORY invited some of his friends at his place to celebrate his birth day. And he committed the blunder of inviting the Editor of the Bulletin. His serious face and behaviour at his place supplied a fund for fun! What a difference between Mr. Ghory of the screen and Mr. Nazir of the hearth and home!!

—In Noor-E-Vatan Mr. CHARLIE appears with a new star—no—no do not ask the name. The moment he is asked the name he flies into a fury. Please none should write him a letter on this point. He is so susceptible to anger—You—see . . . .

—Mr. JAYANT DESAI has created a new star in "Noor-e-Vatan." In foreign pictures dog plays a touching role. In this picture a bitch gives a performance and what performance—she appears with a comedian—(I am sorry I cannot give his name—otherwise Mr. Charlie will get wild).

—Mr. DIXIT is rarely to be seen in the Studio. He lost some of his valuable flesh while playing the role of the villager in "Desh Dasi". He is recouping his health in a gymnasium.

—ISHVERLAL and E. BILLIMORIA have signed a truce. All this war was a wordy one and centred on how many blows the hero and villain should give to each other in a fighting sequence. Keki Bawa, the referee, has decided to settle this question. He will give his decision after shooting of "Noor-e-Vatan" is over.

—Miss KHATOON plays the role of Mahalaxmi in "Noor-e-Vatan". She also has a double role in this picture—but the Director has issued a *firman* that the name of the second role is not to be given out till the picture is released.

# *OUR* LETTER BAG.

Doodhvala Bangalow,
Cadel Road, Mahim, (B. B. & C. I.)
*Bombay, 9th August 1935.*

Dear Miss Gohar,

Hail DESH DASI!

With what eloquence should I congratulate you, as I feel, but my pen is too weak to express.

Your different roles in various pictures were to an average mind appealing, but "Desh Dasi" brought tears to our eyes for the sake of our millions of suffering brethren.

The transformation of a society queen to a country lass would have resulted in a miserable failure on the screen; had it not been for you to change the absolute expression of your face in tune with the surroundings.

The roses grow amid the thorns,
Darkest hours prevades before the dawn.
We are groping in the dark-amid the thorns,
Let us take the roses–and await the dawn.

This is what the picture conveys to those who prefer to be a Desh Das.

Habib H. M. Vazeer.

* * *

સ્થળ–મને યાદ નથી.
સ્વપ્ન સૃષ્ટિમાં તારીખ વાર કેવાં ?

મધુરી,

તું સુંદર છો–સીનેમા સ્ટાર છો અને લાખો પ્રેક્ષકોની માનીતી છો એટલે કદાચ તને આ મારો કાગળ વાંચવાનીયે ફુરસદ હશે કે કેમ એની મને શંકા છે. પણ મારી મુંઝવણ એવી છે કે એ તને ન કહું તો એનું સમાધાન બીજી કોઇ રીતે થઇ શકતું નથી. મધુરી ! આ મારો કાગળ વાંચીને હસતી ના ! દુનિઆમાં મારા જેવા બીજા અનેક હશે. પણ એ બિચારાઓ મનની વાત મનમાં જ રાખી મૂકે છે. હું જરા હિંમત કરીને કહી દઉં છું એટલું જ !

ઓ મધુરી ! રૂપેરી ચાદરની ઓ મનમોહિની, તને જ્યારે પરદેશી પ્રિતમમાં જોઇ ત્યારે તું મારી આંખને ગમી. કાશ્મીરા બનીને આવી ત્યારે તેં મારી આંખ જરા ભીની કરી, પણ કોણ જાણે કેમ અને શાથીએ હું ન સમજી શકયો. પણ તેં એકદમ ભુસ્કો ભર્યો અને એડીપોલો જેવું સ્ટંટ કર્યું–કયાં લીલી કયાં કાશ્મીરા અને કયાં તૂફાન મેલની રૂપ કુમારી ! મને તો તેં મસ્તીખોર બનાવી મૂકયો. ચંચલ ચપલાની પેઠે તું આવી અને ગઇ. ઘડીભર હસાવી ગઇ...ઘડીભર તારીફના શબ્દો ખેંચી ગઇ...પણ એ મારા હૃદયમાં રમી રહેલી મધુરી તું ન આપી ગઇ.

સાચું કહું તો તારી મને અદેખાઇ આવે છે–ખાસ કરીને નાદિરા જોયા પછી –ખરેખર તને સુંદરતા આપનારે અતિશય ઉદારતા કરી નાખી લાગે છે–નાદિરાના રૂપ યૌવને મને આંજી નાખ્યો–એના હૃદયમંથને મને ઘેલો કર્યો–રૂપગર્વિતાના ઉછળતા મનોરાજ્યે મને કંઇક નવી કલ્પનાની પાંખ પર ઉડાડયો–ધીમે ધીમે મને નાદિરાનો નાદ લાગ્યો. બધી મધુરીઓ હું ભૂલી શકયો પણ નાદીરાના હૃદયની વાતો કરતી મધુરી મારા સ્મરણમાંથી હું નથી હઠાવી શકતો.

હજી નાદિરાને હું રીઝવી રહ્યો છું–એના નુપુરઝંકારમાં તલ્લીન થઇ રહ્યો છું, ત્યાં તું ગુજરાતણ બનીને પાછી મારા આત્મા પર આધિપત્ય મેળવવા આવી. કોલેજ કન્યાની મધુરી મને સ્વપ્નામાં આવે છે એમ કહું તો તને ખુશામત લાગશે; પણ જેનાં સ્વપ્નાં આવે એની આગળ સાચી વાત ન કરૂં તો કયાં કરૂં !

ઓ સિતમગર ! હવે તું તો નૂરેવતનમાં અનોખી બનીને આવે છે એમ ભણકારા વાગી રહ્યા છે. તું તો આગળ વધતી જાય છે. સિનેમાના મયદાન સર કરતી જાય છે પણ મારા જેવા તારા પુજારીની મુંઝવણોનો વિચાર કરીશ કે ? હું કઇ મૂર્તિ ભાંગુ અને કઇ મૂર્તિ પૂજું ! જવાબ લખીશ ?

લી. ............

—મી. જયંત દેસાઇએ નુરે વતનમાં એક નવું પાત્ર ઉમેર્યું છે. જેમ અંગ્રેજી ચિત્રપટોમાં કુતરો લાજવાબ કામ આપે છે એમ આ ફીલમમાં એક કુતરી–જાણીતા કોમેડીયન સાથે (માફ કરજો નામ નહિ આપું નહીં તો મી. ચાર્લી ગુસ્સે થશે) તારીફ કરવા લાયક કામ કરે છે.

* * *

—દિક્ષિતને દેશ દાસીમાં ખેડુતનું મહેનત મજુરીવાળું કામ કર્યા પછી શરીરે ઓસાર આવ્યો છે. એટલે હમણાં એ ફરી પોતાનું વજન પાછું મેળવવા કસરત કરી રહ્યા છે ! સ્ટુડીઓમાં ભાગ્યેજ દેખાય છે.

* * *

—ઇશ્વરલાલ અને બીલીમોરીઆ વચ્ચે એક તહનામું થયું છે. મારામારીના સીનમાં કેટલા ઠોંસા હોઇ શકે એ પ્રશ્ન ઉપર ખૂબ વાદવિવાદ પછી કેકી બાવાએ આખરી ફેંસલો નુરે વતન પુરૂં થાય ત્યાં સુધી મુલતવી રાખ્યો છે.

* * *

—મીસ ખાતુનને નુરે વતનમાં મળેલી કેરેકટરનું નામ મહાલક્ષ્મી છે. પણ એમને ય મી. જયંત દેસાઇએ ડબલરોલ આપેલ છે, જેનું નામ કોઇ પણ પબ્લીસીટીમાં ન લખવું એવો ડાયરેકર મહાશયનો હુકમ છે.

---

# કીંમતી આંસુ

આંસુ એટલે એક ખારા પાણીનું ટીપું—જે આંખમાંથી નીકળે છે અને ગાલ પરથી ટપકીને કયાંનુ કયાં અદ્રશ્ય થઇ જાય છે. કોઇ વિજ્ઞાનશાસ્ત્રીને પુછો તો વધારે સ્પષ્ટ ભાષામાં કહેશે કે આંસુ એટલે આંખની અમુક નસો ઉપર અમુક જાતની અસર થવાથી બહાર આવતો પ્રવાહી પદાર્થ. છતાં દુનીઆભરની આંખના ખુણામાં છુપાઇ રહેલી આંસુ નામની આ ચીજ કયારેક બહુ સસ્તી મળે છે—કયારેક જીવ આપો તો ય મળતી નથી. માણસના કબજામાં હોવા છતાં એ માણસના હુકુમને આધીન નથી. સંહારનું ધ્યેય સમાપ્ત કર્યા પછી શ્રી કૃષ્ણે ઇચ્છયું તો પણ એમની આંખમાં આંસુ ન આવ્યાં. એક લવ્યે ગુરૂદક્ષિણામાં અંગુઠો આપ્યો ત્યારે ગુરૂની સ્વાર્થસાધુતા માટે એને એક પણ આંસુ ન સાંપડયું. દિલ્હીના તખ્તનો હકદાર દારા ઘરઘર ભટકતો ભટકતો ભાઇઓના વિશ્વાસઘાત માટે આંસુ માગતો રહ્યો. એની આંખમાં એક ટીપું ય ન આવ્યું. મનુષ્યના હૃદયનો આકારામાં આકરો પરિતાપ ભુલાવે એવું એક આંસુ કુદરત કોઇક વખત અતિ નિષ્ઠુર બનીને નથી આપતી.

ગોહર આવા કીંમતી આંસુને વાચા આપે છે. એ આંસુ કહે છે કે તમે મને ઘણીયે વાર નકામાં ઢોળી નાખો છો—વાત વાતમાં મને આંખના પરદામાંથી બહાર કાઢો છો—મારૂં નૂર એથી હરાઇ જાય છે. તેમાં ય માનવજાત જ્યારે સ્વાર્થ માટે મારો ઉપયોગ કરે છે ત્યારે તો મારી મિટ્ટી પલિત થઇ જાય છે. આંસુ પુકારી રહ્યું છે—સાચાં આંસુ મેળવવાની આ લોલુપ જગતમાં કોઇને પડી નથી.

શ્રી. ચંદુલાલ શાહની કલ્પના આવાં કીંમતી આંસુની શોધમાં નીકળી પડી છે. આંસુઓનો એની આસપાસ દરીયો પડયો છે.

પણ એવાં દુન્યવી આંસુ એને નથી જોઇતાં—એમની નવી વાર્તા માટે એ માગે છે. ફકત બે જ કીંમતી આંસુ. આપનાર મળી આવશે ત્યારે વાર્તા પુરી થશે અને રૂપેરી પરદા પર રજુ થશે.

---

## નોટીસ

**અત્રેથી જણાવવાનું કે કોઇ પણ પ્રકારની વાર્તા, વાર્તાનો ટુંકસાર કે એવી જાતના લખાણ અમારા માગ્યા સિવાય કોઇએ મોકલવા નહિં. જે કોઇ આવાં લખાણ અમારી માંગણી વગર મોકલશે તેમને તે પાછા મોકલાવવા માટે કંપની જવાબદાર રહેશે નહી.**

**શ્રી. રણજીત મુવીટોન કું.**

# સ્વપ્નનાં સાથી!

( મળેલું )

મધુરીએ કરી એક તકરાર
કામ ચલાવા તુર્ત બધાએ ભરી એક દરબાર
અને ત્યાં બેઠા રણજીત સ્ટાર—મધુરીએ

અદી કહે આ હીરોઇન સાથે કેમ કરૂં હું કામ
વાત વાતમાં ધરે તમાચો એ મારૂં નહીં કામ—મધુરીએ

મધુરી કહે તું હરેક સીનમાં, ધમકાવે શું કામ
"નૂરે વતન"માં મને સતાવી, કરતો કાં હેરાન—મધુરીએ

અદી કહે તું છણકો કરતી, આવે છે શું આમ
મનમાં કરવો પ્રેમ અને આ રૂવાબીનું શું કામ—મધુરીએ

બહુ દિવસો મેં સહી લીધું છે, તારૂં આ તોફાન
હવે બતાવું તને ઝપાટો, મર્દ છે મારૂં નામ—મધુરીએ

અદીએ ખોયો મિજાજ જલ્દી, ખેંચી બસ તલવાર
મધુરીએ સામી ધરી રિવોલ્વર, વધી પડી તકરાર—મધુરીએ

માંડ માંડ પછી મનાવી લીધી, હીરોએ મોટી સ્ટાર
સભાની સામે બન્ને ઉભાં, કહોજી કયા હૈ કામ?—મધુરીએ

સભાજનો સા બબડી ઉઠયા, બોલાવ્યા શું કામ
લડી લડીને એક થવાનું થયું રોજનું કામ—મધુરીએ

રૂવાબ સાંભળી વિફરી મધુરી, અદી એ કાઢી આંખ
સભા તુરતમાં થઈ વિસર્જન, મારીએ ઉઘડી આંખ—મધુરીએ

**Coming!** **"BLACK BANDIT"** આવે છે!



**કા**
**ળા**
**ચો**
**ર**





રાજા સેન્ડો, પદ્માદેવી, ઇશ્વરલાલ, ચાર્લી વગેરે.

A Raja Sandow Production

Registered No. B.



ચોથું અઠવાડીયું

રણજીત કૃત
ચેલેંજ ચિત્રપટ

# દેશ દાસી

ચંદુલાલ શાહ પ્રોડક્ષન

જેમાં મુખ્ય કામ કરે છે

## ગોહર

ઇ. બીલીમોરીયા

## વેસ્ટ એન્ડ
ટોકીઝ

Edited, Printed and Published by CHATURBHUJ ANANDJI DOSHI for Ranjit Movitone (Dadar).
at Moj-Majah Printing Press, Khatau Building, Girgaum BOMBAY 4.